મદાર લેડી વિલિંગડનના માનવંતા આશરા હેઠળ

# લડાઈના ફંડની મદદનો લેડીઝ કલબનો જલસો.

તા. ૧૦ ફેબ્રુઆરી. ૧૯૧૫.

સંગ્રાહક.

સૌ. વિદ્યાગૌરી રમણભાઈ.

અમદાવાદ.

છપાવી પ્રસિદ્ધ કરનાર,

ગુજરાત લેડીઝ કલબ તરફથી

મીસ મોટીબાઈ રૂ. કાપડીઆ,

અને

સૌ. વિદ્યાગૌરી રમણભાઈ.

અમદાવાદ.

આવૃત્તિ ૧ લી. પ્રત ૫૦૦.

અમદાવાદ.

ધી ડાયમંડ જ્યુબિલી પ્રિન્ટીંગ પ્રેસમાં

પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.

કિં. ૦-૪-૦.

# પ્રોગ્રામ.

## અંક ૧ લો.

૧. શાહનામામાંનો એક સીન. (તહેમીના–સોહરાબ.)
૨. સંગીત.
૩. ગરબો.
૪. સંગીત.
૫. અવેજી કારભારી.
૬. સંગીત. ( કોરસ. )
૭. 'શાહનામાનો સીન. ( ગુર્દાફ્રીદ–સોહરાબ. )

## અંક ૨ જો.

૮. દમયંતી સ્વયંવર.
૯. સંગીત.
૧૦. ગરબો.
૧૧. સંગીત–ડ્યુએટ.
૧૨. હમીરસિંહ નાટકમાંનો નાતના મહાજનનો સીન.
૧૩. સંગીત. } સોલો. કવોર્ટેટ.
૧૪. ગરબો.

## અંક ૩ જો.

૧૫. ઓરચેસ્ટ્રા–( વાદ્યોનું મિશ્રણ ).
૧૬. 'આંધળે બહેરૂં' નાટકના સીન.
૧૭. સંગીત. } ડ્યુએટ. સોલો.
૧૮. 'રાઇનો પર્વત'માંનો એક સીન.
૧૯. સંગીત.
૨૦. ગરબો.
૨૧. રાજ્યગીત.

## ૧—'શાહનામા'માંનો એક સીન.

શાહજાદી તેહમીના પોતાની સાહેલીઓ સાથે બેઠી છે તેટલામાં સમનગાનનાં શહેનશાહ બાનુ સોહરાબની ખબર લેવા આવે છે. સાહેલીઓ તેના બેટા પહેલવાન સોહરાબની બહાદુરીનું વર્ણન કરે છે. એટલામાં સોહરાબ આવી ગુસ્સામાં પોતાની માને પોતાના બાપની હકીકત પૂછે છે. પોતે કોનો દીકરો છે તે જણાવવા માતાને કહે છે. માતા તેને ધમકાવી ગુસ્સો નહીં કરતાં નમનતાઇથી વાત કરવા કહે છે. નમ્ર થઇ સોહરાબ ફરી આજીજી કરે છે એટલે તેહમીના તેને કહે છે કે ઇરાની પહેલવાન રૂસ્તમનો તે બેટો છે અને નામાંકિત ખાનદાનનો છે. પણ તેને પોતાની પાસે રહેવા વિનવે છે. બહાદુર સોહરાબ પોતાનો બાપ જ્યાં છે ત્યાં એટલે લડાઇના મેદાનમાં દુશમનો સામે જવા મરજી બતાવે છે. લાલચોથી તે સમજતો નથી તેમજ દુશ્મનો તેને સતાવશે તે બીકથી તે ડરતો નથી. એનો પહેલવાની જુસ્સો જણાઇ આવે છે. આખરે માતા જવાની રજા આપે છે.

---

### 'શાહનામા'ના સીનનાં ગાયન.

(૧)

અબળા જાતિ, કમળ ભાતી, નાર ગણાતિ નબળા નહિ,
સબળા છાતી શુરમદમાતિ સદ્‌ગુણમાં ઉભાતિ રહી;
ચંદ્રકાન્તિમાં વણભ્રાન્તિ કમળવદની કોમળ ખરી,
પણ દિલની દૃઢતામાં ચઢતી શક્તિવાન શુરી ખરી.

નારી નામે નરથી વડી
ભારી કામે પગથી ખડી
હારી ઉર નવ હીંમત કદી
સારી ખ્યાતે જગમાં જડી

સદ્‌ગુણ પ્રકાશની કીર્તિમાં નિશદિન જીંદગી જાતી વહી;
સબળા છાતી. ૧

નાજુક પણ ના હિંમત નહિં,
કોમળ પણ ના કુવત નહિં,
આપ મતી પણ મમત નહિં,
એક અસલ્ય વિપત્ત નહિં.
નખરાંને નાજો અદાથી સંસાર નિભાવતી કંઇ,
સબળા છાતી. ૨

( ૨ )

સખીઓ સ્તુતી ગાવો સો'રાબની સંગીતથી,
પુત્ર પ્હેલવાન પરમ પ્રિય પ્રિતથી. સખીઓ.
સુંદર સિકલ ત્હેમીના ને ત્હેમતન તણી,
નર્યો અવતર્યો રૂસ્તમ બીજો શિર-મણિ;
જુવો મસ્ત અંગ હસતું મુખ ચિતથી. સખીઓ.
જમશેદનો ઝળકાટ આફતાબ મુખી,
કરે હોશાન હોસંગ સમ માત સુખી;
સર્વ બોલચાલ પ્હેલવાની રીતથી. સખીઓ.
કદે મહિના એકે ઉગ્યો વર્ષથી વધુ,
વર્ષે ત્રણમાં ત્રાહિ ત્રાહિ કરે શ્હેર બધું;
વર્ષે દસમાં ન્હસાડે સર્વે ભીતથી. સખીઓ.
જઇ ઘોડ દોડ રમે ચોગાન દડી,
મગર મચ્છ મસ્ત વાઘ સર્વે લીયે લડી;
જંગીઓ સંગ જંગ મચે જીતથી. સખીઓ.
શસ્ત્ર અસ્ત્ર બંધ કમર તંગ નીસર્યો,
શીર મુદઇના જીખે દલેર દીકરો;
સુવે ઇરાન હવે નિંદમાં નચિંતથી. સખીઓ.

( ૩ )

પેદર પિછાનવા નિશાન માત દે બતાવી !
હું જો ન જાણું નામ ઠામ મુજ તાતનું,
રસ્તા ખેજ ઉઠાઉં જંગે જીહાન સતાવી. પેદર.

ફરજ ગરજ થકી પુછું, મા, તને પટાવી,
અજાણપણે મુજ લાજ લેય છે લુટાવી;
લાજ કાજ કહી દે, હિત તુજ હઠાવી;
જાણ નહિં જાન સલામત રહે કો છુપાવી. પેદર.

( ૪ )

હે ! હે ! હે ! હઠીલા, બેફામ અહંકારી,
હે ! હે ! હે ! દે છોડી ગુમાની ભારી;
છાલકા મનને છાજે ભૂષણ તકોબરી તારી. હે ! હે ! હે !૦
વાત ન વજે તારી તાણને તુંદીથી,
માગ નમન્તાઇથી,
ચાહી માફી અભિમાન ઉતારી. હે ! હે ! હે !૦

( ૫ )

માફ કર માફી કર રે ! નવ કરૂં ફરી ગુનાહ,
કોણ તુજ વણ મુજ દે પનાહ ? માફ કર.
ટાલ સંતાપ કહી આપ પ્રતાપી છાપ,
બાપ જનકની જાણું બીના. માફ કર.

( ૬ )

પુત્ર તું તો પિતાનો ખાનદાનીરે,
નિશાની નરીમાનની ગુમાની માની લે. પુત્ર તું તો.
બેટા, પિતા તારો ત્હેમતન પ્હેલવાન,
શામેસવારના રૂસ્તમનું તું સંતાન;
ઇરાન તુરાન જીહાનમાં માન,
નામદારી છે વખાણી. પુત્ર તું તો.
શામ નરીમાન જમશેદથી પિછાન,
નામ નસલ છે અસલ તોખમવાન;
બુન બુલંદ બુજર્ગીદાર ખાનદાન,
તુજ કુલની એ ઈધાણી. પુત્ર તું તો.

( ૭ )

સુણી વર્ણન હરખે તાત તણું ખીલે મજ ગજ છાતી જવાન તણી,
વાત કરી જવા તાતને મળવા માતને જંગ મેદાન ભણી;
કદમ પદરના પર જઈ ચુમું ખાક પનોતા પગ તળે,
બાપને ભેટું આપજ હેતે, જવા માત ! છે આશ ઘણી.

( ૮ )

ઝાડ તણું જેમ ફળ, વૃક્ષ તેમ છાલ,
બીજ તણો રોપ જેમ, માત તેમ બાળ;
છાપ તેમ ભાત પડે, આબ તેમ ખાલ,
નામ જેમ તેજ તેમ, માત તેમ બાળ.
દામ તેમ કામ જેમ, રાગ તેમ તાલ,
કીર્તિ તેમ કુલ જેમ, માત તેમ બાળ:
મિષ્ટ તેમ સ્વાદ જેમ, તાપ તેમ ઝાળ,
દેશ તણો વેશ જેમ, માત તણું બાળ.
નામ તેમ ખ્યાતિ અને, દ્રવ્ય જેમ માલ,
ફુલની સુગંધ જેમ, માત તણું બાળ.

---

## ૨—સંગીત.

## ૩—ગરબી.

આવો ભારત ભગિની આજરે,
આંગણે રણવાદ્ય રૂડાં વાગ્યાંરે. હોજીરે. વીરબાંધવને જગાડવા.
હાંરે વાયા તે યુદ્ધના સમીરરે,
બોલાવે બ્રિટન મહાવીરરે. હોજીરે. યુદ્ધ પ્રયાણે પલાવવા.
હાંરે અવસર વણ માગ્યા આવીઆ,
હાંરે આવ્યો અનુપમ દિનરે. હોજીરે. રણ જંગમાં ઝંપલાવવા.
હાંરે અચળ કીર્તિ ગાજે હિંદની,
હાંરે અચળ રહેજો હિંદવીરરે. હોજીરે. બન્ધુ બ્રિટનને બતાવવા.

હાંરે રણુરાગ રૂડા ગવાઇ રહ્યા,
મ્હેનો આવો દેશદ્વારરે. હોજીરે. વીર વીરાને વળાવવા.
હાંરે વિજયમાળ ગુંથો આજરે,
હાંરે કીર્તિ ધ્વજા ધરો હાથરે. હોજીરે. હોંસે હૈયાંને હલાવવા.
હાંરે દેશમ્હેનીની આશિશરે,
હાંરે ભારતદેવીની આશિશરે. હોજીરે. કીર્તિ ભારતની ગજાવવા.

---

## ૪–સંગીત.

---

## ૫–અવેજી કારભારી.

કોઇ દેશી રાજ્યના કારભારીની કચેરીમાં પોલીટીકલ એજંટનો કાગળ આવે છે કે મદ્રાસ તરફથી કોઇ દેશી રાજ્યના દીવાન મી. ચીનપ્પારાવ તે રાજ્યનાં ગધેડાં જોવા આવવાના છે, અને તેમની જોડે કારભારીએ જાતે જઇ તે બતાવવાં. કારભારીને પોતાની કાકીના મામાના સાળાની વહુના સીમંત પ્રસંગે પોતાને ગામ જવું છે, તેથી તેઓ ગુંચવણમાં પડે છે. આખરે કચેરીનો ફરાસ પોતે કારભારીનો અવેજી બની કામ ચલાવવા માથે લે છે. કારભારી ગામ જાય છે, અને ચીનપ્પારાવ આવે છે. ચીનપ્પારાવ જાણે છે કે ફરાસ ખરો કારભારી છે, અને તેમને ગુજરાતી નથી આવડતું તેથી કારકુન મારફત વાત થાય છે. એટલામાં બીજા કોઈ ઠાકોરનું મરણ થવાથી પોલીટીકલ એજંટ આવી ચઢે છે. અને ખરી હકીકત જાહેર થાય છે. પોલીટીકલ એજંટ ગુસ્સે થઇ કારભારીને નોકરીમાંથી રજા આપે છે અને કારકુન અને હજામને ઠપકો આપે છે.

---

## ૬–સંગીત.

### કોરસ.

હાથ જોડીને કહું છું ગોકુળ નહીં રહું રે;
મને સાથે લો ભગવાન, મને સાથે લો ભગવાન,
મને સાથે લો ભગવાન.
જુઓને સૈયર મારીને, મન વિચારીને નીતિથી સારીને
અરજ મારીરે—હાથ જોડીને૦

સાખી.

મિથ્યા અભિમાની દેહને તેની કોણ બીસાત;
ડાહ્યાનું ડાહપણ કેટલું તુજ પાસે ઓ જગતાત.
હે સખી મારી, હે ખમા પ્યારી, રાજની પ્યારી બાળી,
હાલો માલો સૌ સંગ;
સૈયર મારીને મન વિચારીને નીતિથી સારીને અરજ મારીરે.
હાથ જોડીને.

સાખી.

લોભ અને બહુ લાલચો અમથી કેમ જીતાય;
હોય કૃપા પ્રભુ તાહરી મુજ બાળકનાં કારજ થાય.
હે સખી મારી, હે ખમા પ્યારી, રાજની પ્યારી બાળી,
હાલો માલો સૌ સંગ;
સૈયર મારીને મન વિચારીને નીતિથી સારીને અરજ મારીરે.
હાથ જોડીને.

---

## ૭–'શાહનામે'નો સીન. (ગુર્દાફરીદ–સોહરાબ.)

તુરાની અને ઇરાની લશ્કરની લડાઇમાં, ઇરાની લશ્કરનો વડો સીપેહસાલાર, તુરાની લશ્કરના વડા, પ્હેલવાન સોહરાબને હાથ માર્યો જાય છે; તે ઉપરથી ઇરાની લશ્કરના કિલ્લાના રખેવાલ ગજદહમની અતિ ખુબસુરત અને બહાદુર દીકરી ગુર્દાફરીદ, મર્દના લેબાશમાં સજ થઇ ઇરાની લશ્કરની સરદારી

લે છે, અને પ્હેલવાન સોહરાબ સાથ હાથોહાથના જંગમાં ઉતરે છે, પણ તેમાં તેણી સોહરાબને હાથ મહાત થાય છે.

શરૂઆતમાં સોહરાબ કે જે તેણીને અત્યાર સુધી એક મર્દજ સમજે છે, તે તેણીને કમંદથી જકડી ઉભેલો છે, પણ તેમ કરતાં ગુર્દાફરીદના માથા ઉપરની કોલાહ પડી જવાથી તેના માથાના લાંબા વાળ ઉપરથી તેણી એક સ્ત્રી તરીકે ઓળખાઇ આવે છે.

પ્હેલવાન સોહરાબ તેણીની અતિ મોહક ખુબસુરતી, અને આવી બહાદૂરી જોઇ તેના પ્યારમાં પડે છે. ગુર્દાફરીદ તેની આવી હાલતનો લાભ લઇ, સ્ત્રીચરિત્ર ચલાવી, તેને મીઠા સુખનો કહી પોતા પાછળ મ્હેલમાં આવવા કહે છે. પણ તેણી સીફતથી કિલ્લામાં જલદી દાખલ થઈ, કિલ્લાનાં દ્વાર બંધ કરી દે છે, અને સોહરાબને બહાર એકલો રાખે છે.

પછી તેણી કિલ્લાની ઉપર આવી, ઉપરથીજ, નીચે ઉભેલા સોહરાબની ઠઠ્ઠા મશ્કરી કરે છે; તેણીના કેટલાક અમલદારો અને સાહેલીઓ પણ સોહરાબની મશ્કરી કરવામાં સામેલ થાય છે.

સોહરાબ પોતા સાથે ફરેબ રચાયલો જાણી, અને પોતાની આવી હાંસી થતી જોઇ ઘણો ગુસ્સે થાય છે, અને તે બેવચની બાનુ ઉપર સખ્ત કીનો લેવાના શપથ લે છે. ગુર્દાફરીદ મક્કર ચલાવી તેને સમજાવી લેવાની કોશીશ કરે છે, અને પછી વધુ વખત પોતાનો દેખાવ સોહરાબને ન દેતાં ઉપરથી અંદર કિલ્લામાં જતી રહે છે. આ ઉપરથી ગુર્દાફરીદની મ્હોબતથી જખમી થએલો સોહરાબ તેણીને ખોવાનો ગમ કરે છે, તેટલામાં તેના લશ્કરનો વડો, હોમાન ત્યાં આવી સોહરાબને, પોતાનું કાર્ય ભુલી જઇ, સ્ત્રીચરિત્રના ભોગ થઇ પડવા અને ખોટી મોહબતની ગમખ્વારી કરવા, તેને ગંભીર ઠપકો આપે છે, અને પોતે ઇરાન જીતવાનું જે મહાન કાર્ય માથે લીધું છે તે સિદ્ધ કરવા સોહરાબને ઉશ્કેરે છે.

# શાહનામાના બીજા સીનનાં ગાયન.

( ૧ )

રંક જીવ ન માર, કર કર વિચાર,
શિર મરણુ દ્વાર રંક વરણુ નાર;
રણે શરણુજ લાવી તુરંગ બ્હાર. રંક જીવ૦
સરદાર ઉગાર ઉદાર દીસે,
જીવ નાજુક નાર તણો, નેવાર;
સ્ત્રીહત્યાનો અપજશ અપાર. રંક જીવ૦
સદકે તું ઉપર સુંદર સવાર,
કરૂં તન મન ધન સર્વ ઉસ્તવાર;
શરણુંગત સેવા તાબેદાર. રંકજીવ૦

( ૨ )

જીતવાના ડોલ કિહાં જંગી, તુરાની ?
હાહાહાહા! હાહાહાહા ! હાહાહાહા ! હાહાહાહા !. જીતવાના.
રમવા જા બાળ, શીખવા જા નિશાળ,
છાજે રમત ને જવાની, હાહાહાહા, છાજે રમત ને જવાની.
થાકે નહિ લડવા બડમુછ્યા છોકરા,
લખોટી જા રમવા, લખોટી જા રમવા. લોંકડી તુરાની ! હાહાહાહા.
જાણુ હે દગાબાજ ! કરીશ તારાજ,
કિલ્લાની વેરાની, ( હાહાહાહા ! ) કિલ્લાની વેરાની,
સમશેરના લેવું, સમશેરના લેવું સમ ઇરાની ! હાહાહાહા.
પોઢી જા, હાહાહાહા ! પોરકા, હાહાહાહા !
પારણે, હાહાહા ! ગુમાની, હાહાહાહા !
પારણે ધર જઇ ગુમાની,
અટવાશે અમથો, હાહાહાહા ! જંગમાં,
પ્હેલવાન, હાહાહાહા, પ્હેલવાન શુરામાં તુરાની ! હાહાહાહા.

મકારે ઓરત, મકારે ઓરત,
કતલે કરીશ મેમાની, (હાહાહા !) કતલે કરીશ મેમાની.
ખુનરેજીમાં ખાક થશે બળી,
બદલે તારી, (હાહા !) બદલે તારી એ બેઇમાની ! હાહાહાહા.

( ૩ )

મહાતાબ છુપ્યો વાદળામાં,
મ્હેરે મોહ્યું મન મારૂં લુટીને, મહાતાબ૦
કરી તું દીલે જખમ કીધો શિકાર ફાંદે,
મને જીતી કીધો ફજેત ફત્તેહના બદલામાં. મહાતાબ૦

## અંક બીજો.

### ૮–દમયંતી સ્વયંવર.

ભીમક રાજાના દરબારમાં દેશ દેશના રાજાઓ દમયંતીને વરવાની ઉમેદમાં આવે છે. નારદમુનિ તે દરેકના રૂપગુણનું વર્ણન કરી તેઓ કોણ છે તે દમયંતીને દર્શાવે છે. દમયંતી તે કાંઈ લેખવતી નથી. આથી રાજાઓ નિરાશામાં બડબડે છે, પુરોહિત તેમને કટાક્ષમાં સમજાવે છે. દમયંતી નળ રાજા ક્યાં છે એમ પૂછે છે અને જવાબ મળતાં તેને વરમાળ પહેરાવવા જાય છે ત્યાં એકને બદલે પાંચ નળ જોવામાં આવે છે. ઇંદ્ર, વરુણ, અગ્નિ, વાયુ, એ ચાર દેવો નળનું રૂપ ધારણ કરી દમયંતીને વરવા આવ્યા છે. આ ચમત્કાર જોઈ સભા આશ્ચર્ય પામે છે અને દમયંતીને મુઝવણ થાય છે કે એમાંથી નળ કયો. આ મુસ્કેલીમાંથી છુટવા તે કુળદેવીની પ્રાર્થના કરે છે, અને તેમ કરતાં મૂર્છા પામે છે. દેવી અંતરીક્ષથી ખુલાસો કરે છે કે જેની આંખ હાલતી હોય અને શરીરની છાયા પડતી હોય તે નળ સમજવો. દેવોને તેમ હોતું નથી. આથી હર્ષ પામી દમયંતી નળને વરમાળ પહેરાવે છે.

## દમયંતી સ્વયંવરનાં ગાયનો.

( ૧ )

વાદળ છાયે સૂર્ય છુપે નહીં, દીપ બુઝે ન પતંગ ઉછાળે,
વિજળી પ્રભે કદી ચંદ્ર દીપે નહીં, ધર્મ ચળે નહીં યાચક આવે.
ચંચળ નારનાં નેણ છુપે નહીં, વૈદ્ય ડરે નહીં રોગી બતાવે,
ચિન્તાનળસું રૂપ ઘટે નહીં, રાજપુત્રી દમયંતી મિસાલે.
શુભ દીવસે અહીં ઈશ દયા વડે, ઠાઠે માઠે બહુ ભૂપ પધારો,
નૃપ કુંવરી પતિ યોગ્ય હવે વરી, ઘડપણનું તમ સૌખ્ય વધારો.

( ૨ )

સ્વયંવરે આવે ભૂપ વરવે,
વિજયી થજો ઋતુપર્ણ રાજ ઋષિ
લાગો કીર્તિ વધવે—સ્વયંવરે૦

( ૩ )

આવી સભે સુમુખની સ્વારી રે
જાઉં છું સ્વારી પર વારીરે—આવી૦
રત્નમુગટ શિરે હાર મોતી ગળે
કાને કુંડળ તેજી ન્યારી રે—આવી૦

( ૪ )

કેવો કાન્તિએ નળ આ તેજાળો દીસે,
જગ માંહે ન બીજો રૂપાળો વસે—કેવો૦
યોગ્ય એ નૃપતિ વર દમયંતી,
ભાસે થળે જો કે ભાસે હશે—જગમાંહે૦

( ૫ )

શુભ દિન આજનો હોંસ પુરાવે,
આવે નૃપ સહુ વરવે કાજે;
મહા હરખની છોળો લાવે. શુભ દિન.
નિષધ અયોધ્યા સોરઠ ભણીથી,
અતિતમ શશીસમ રૂપાળા આ. શુભ દિન.

બેઠા વસુધાપતિ ધનુધર,
પાવન આ મંડપ થાએ. શુભ દિન.

( ૬ )

જાણી સ્વયંવર તુજ દમયંતી,
રાજ સભા રાખી ભૂપે ભરીરે. જાણી સ્વયંવર.
સોરઠ ઉજ્જન અંગ વંગ પતિ,
બેઠા ધરી તુજ આશ ખરીરે. જાણી સ્વયંવર.
મગધ નિષધ મિથિલેશ્વર નરમણિ,
રવિ જેવું તનુતેજ ધરીરે. જાણી સ્વયંવર.

( ૭ )

જાણે આ ઋતુપર્ણ રાજકુંવરી છે શ્રી અયોધ્યા પતિ,
હોવાથી બહુ કર્મનિષ્ઠ સઘળા લાજે તપસ્વી અતિ;
છે જ્ઞાની ગુણવાન સત્ય વચની તેજે બીજો ભાસ્કર,
આવ્યા છે મૃદુ રક્ત પદ્મ સમ જે સ્વીકારવે ત્વરકર.

( ૮ )

પ્રગટે હરવે સરવે ભ્રમ એ, તું માય દયાધન એ સમયે,
પડી ભૂલ સમૂળ ન કાંઇ સુઝે, જગદંબ અતિ મુજ જીવ મુઝે;
તુજ વીણુ હવે દુઃખ કોણુ હરે, નળરાજ વરી કયમ આશ પુરે.

( ૯ )

સાવધ થા! સતી દમયંતી! સાવધાન, સાવધાન, સાવધાન,
સાવધ થા.
હૃદય આર્દ્ર માહરૂં તુજ આર્તરવ સુણી, નૃપતિ પંચ મધ્ય
જો તું દૃષ્ટિ દે ફરી;
નેત્ર હલન દેહ છાય જેહની પડી, એજ રાજ નળ છે તું વરી લે,
અન્ય કપટવેષધારી. સાવધ થા.

( ૧૦ )

ગમે આજ ખચીત આ ધન્ય સુદિન—ગમે૦
જોઇ નૈષધ ગળે વરમાળ સુમન—ગમે૦
થાઓ સુખી આ દમયંતી સુંદર,
થજો ઇશ કૃપે આ સફળ વચન—ગમે૦

## ૯–ગીત.

( રાગ જોનપુરી તોડી. )

પીઅરવા જાગરે.
ચોરવા લગત તોરી ઘાત,
પીઅરવા જાગરે.
સગરી રેન તોહે સોવત બીતી,
ચેત પાછલી રાત;
પીઅરવા જાગરે.

---

## ૧૦–ગરબી.

પતિ રાવણ રે કહે છે મન્દોદરી પ્યારી,
હરી લાવ્યા શું રામની નારી ?
રામચંદ્રરે જગ્ત તણા પ્રતિપાળ,
આવું સાંખશે કેમ તે આળ ?
થશે જાનકી જીવનો ઘાત રે,
માનો સીતા સતી સાક્ષાતરે;
જગ્ત જનની અંબા માત રે.
પીયુ મારારે વાત કહું છું વિચારી,
સોંપો રામને સીતા પ્યારી.
રાવણ કહે છે સાંભળ રાણી,
મારી શક્તિ તેં શું નવ જાણી ? રાવણ કહે છે.
રાજા રે ઇંદ્ર ભરે મારૂં પાણી,
કરવી સીતાને પટરાણી, સાંભળ રાણી.
શું નથી મુજને દશ શીશરે ?
મુજ સમ નથી દશો દીશરે;
અન્ય કોને ભુજા છે વીસરે, છે વીસરે ?
પ્રભુ મારારે વાત કહું છું સારી,
સોંપો રામને સીતા પ્યારી.

મેં જાણ્યુંરે આવ્યું તમારૂં મરણ,
ત્યારે કર્યું સીતાનું હરણ.
માનો માનોરે રામને જાવો શરણ,
આપો જાનકી નમીને ચરણ.
એતો ત્રણે ભુવના ઇશરે,
પૂજે સહુ લોક અહોનિશરે;
તે છેદશે તમારાં શીશરે.
લંકા પતિરે મૂઢ મતિ થઇ તમારી,
સોંપો રામને સીતા પ્યારી.
બોલ્યો ફરી સાંભળ એકવાર,
રામનો કરૂં સંહાર, બોલ્યો ફરી.
પ્રાણ જાએરે આપું ન સીતા નાર;
રામચંદ્રનો તો શો છે ભાર, મને શો ભાર ?
નકી જાણ મને અજીતરે,
કરીશ યુદ્ધની લાખો રીતરે;
રહેશે ત્રણે લોક વિસ્મિતરે, વિસ્મિતરે.
નવ માન્યુંરે પ્રાણ ગયો અંતે હારી,
મળી રામને જાનકી પ્યારી.

---

## ૧૧–સંગીત (ડયુએટ.)

---

## ૧૨–નાતના મહાજનનો સીન.

(પ્રોફેસર સ્વામીનારાયણ કૃત–મહારાણા હમીરસિંહના
પ્રથમ અંકનો ૪ થો પ્રવેશ.)

ચિતોડના એક વણિક ગૃહસ્થ સૌભાગ્યચંદે પોતાની દ્રવ્ય-લોભી પત્ની કુટિલાના દબાણથી પોતાની દીકરીનો વિવાહ છ વર્ષની ઉમરે સ્વરૂપચંદ નામના એક પૈસાદાર વૃદ્ધ વણિક સાથે કર્યો હતો. વિવાહ કરતી વખતેજ સૌભાગ્યચંદે સ્વરૂપચંદ

કનેથી રૂપીઆ ૨૫૦૦૦ની ગંજાવર રકમ લીધી હતી. કેટલાક અનિવાર્ય સંયોગોને લીધે સદરહુ વિવાહની વિધિ દશ વર્ષ સુધી થઈ શકી નહતી. તે અરસામાં સૌભાગ્યચંદની કન્યા મૃણાલિનીને ઉદાર શિક્ષણ મળ્યું હતું.

લાંબો વખત થઈ જવાથી કંટાળેલા સ્વરૂપચંદ તરફથી સૌભાગ્યચંદ ઉપર મૃણાલિનીનું લગ્ન જલદીથી કરી દેવા માગણી કરવામાં આવી, પણ તે પ્રસંગે મૃણાલિનીએ પોતાના પિતા ઉપર દયાજનક શબ્દો વડે એવી સચોટ અસર કરી કે સૌભાગ્યચંદે સદરહુ નિંદાપાત્ર વિવાહ ફોક કરવાનો નિશ્ચય કીધો. તે ઉપરથી સ્વરૂપચંદે યોગ્ય દાદ મેળવવા જ્ઞાતિમાં ફર્યાદ કરી. તેનો નીવેડો કરવા માટે ભરાયેલા મહાજનનો ઉક્ત પ્રવેશમાં ચિતાર છે.

મહાજનના શેઠ અને ચિતોડના સુબેદારના કારભારી કપૂરચંદને સ્વરૂપચંદે અગાઉથી ફોડેલા હોવાને લીધે સઘળું કામ એકતરફી ચાલે છે. સૌભાગ્યચંદને જ્ઞાતિમાં બોલાવવામાં આવે છે પણ સ્વાર્થ અને લાલચથી મુક્ત થયેલા સૌભાગ્યચંદ છાતી ઠોકીને લગ્ન કરવા ના પાડે છે. તેથી ઉશ્કેરાઇ કપૂરચંદ તેમને જ્ઞાતિ બહાર મુકે છે અને દીવો દેવતા બંધ કરે છે. વળી જ્યાં સુધી સ્વરૂપચંદ કનેથી લીધેલા રૂપીઆ પાછા ન ભરાય ત્યાં સુધી કપૂરચંદ સૌભાગ્યચંદને રાજ્યકેદી તરીકે જાહેર કરે છે. આ સમયે મૃણાલિની પ્રવેશ કરી નમ્રતા પૂર્વક સઘળો દોષ પોતાને માથે ખેંચી લઇ પોતાના પિતાને નિર્દોષ ગણવાની મહાજનને અરજ કરે છે. પણ તેથી મહાજનના સભ્યો દયા કરવાને બદલે ઉલટા ઉશ્કેરાઈ જાય છે અને કપૂરચંદ તેને તેની મરજી વિરુદ્ધ સ્વરૂપચંદ સાથે પરણાવી દેવાનો એકતરફી હુકમ કરે છે. કપૂરચંદનો છોકરો જાલ મૃણાલિની તરફથી ઘણાજ સખ્ત શબ્દોમાં બચાવ કરે છે. પણ અભિમાની કપૂરચંદ તે તરફ ધ્યાન આપતા નથી.

ાતિગોર પાસે વ્હેલામાં વ્હેલું મુહૂર્ત કહડાવી અને મૃણાલિનીને ાતિગોરના કબ્જામાં સોંપી મહાજન વેરાઇ જાય છે. તે વખતે ારાધાર મૃણાલિની મુક્ત કણ્ઠે નીચે પ્રમાણે ઇશ્વરની સ્તુતિ કરે છેઃ—

**ગાયન.**

અનાથ જન બન્ધુ ચરણે તમારા,
કરગરતી દીન બાળા. અનાથ૦
અજ્ઞાન જ્ઞાતિ જુલમી બની છે,
શરણુ ચહું છું દયાળા. અનાથ૦
રીબાતી અબળાનો ફક્ત તું છે,
બેલી સરજનહારા. અનાથ૦
કચરી ખીલતી કુસુમ કળીને,
બાંધો ન પાપના ભારા. અનાથ૦
વિશ્વંભર તુજ કરુણા પાખી,
ઉગરવાના ન આરા. અનાથ૦

---

## ૧૩—ગીત.

(૧)

### અબોલ કયમ રહી, પ્રિય સખી ?

રાગ કાફી.

પ્રિય સખિ હે ! હૃદયે વસજો,
અન્ય સ્થળ વિષે નવ ખસજો; હૃદયે વસજો.
પ્રેમે અંધ બની હું દિવ્ય જ્યોત સમ ગણું,
રંક બન્યો હું તમ પાસ, મુજ જીવન ઝળકારરે;
અબોલ કયમ રહી ? પ્રિય સખી !
અંતર પ્રેમે હર્ષિત બની, શાન્ત મનથી વિચરશું,
નિર્મળ જીવન સુખે સંચરી, નિજ હૈયે વસશું;
અબોલ કયમ રહી ? પ્રિય સખી !
કહે સખિ ! અબોલ કયમ રહી ?
મુજ જીવન ઝળકાર રેઃ પ્રિય સખી !

(૨)

### ગીત.

બજન લાગી બાંસરી શ્યામકીરે
બજન લાગી બાંસરી શ્યામકીરે (૨) બજન૦
મેં જમના જલ ભરન જાતીથી
રસ્તે મેં મીલ ગયો નીકો કનઇઆ
સ્રવણ સુનત સુધ ના રહિ તનકી
ભુલ ગઈ સુધ ગામકી. બજન૦

---

## ૧૪-ગરબી.

રસિલી ચંદા ! હસે ભૂમિ સખી ત્હારીરે, રસીલી ચંદા,
હસે ભૂમિ સખી ત્હારી, રસે રંગે ખીલનારી;
વસે હર્ષ ઉર ભારીરે, રસિલી ચંદા, હસે ભૂમિ સખી ત્હારીરે.
સખી પર પ્રીત કેવી, પ્રીત શીદ કળી લેવી,
નથી કાંઈ જેવી તેવીરે. રસિલી ચંદા.
નભે દૂર વસનારી, નહિ અહિં હરનારી,
કિન્તુ સખી મળનારીરે. રસિલી ચંદા.
કર ચંદા તું પ્રસારી, કરમાંહી ભીડનારી,
આલિંગે શું સ્નેહ ધારીરે. રસિલી ચંદા.
દુઃખ સમે તવ ભાસે, અરિ તમિસ્રા વિનાશે,
સખી આનંદે પ્રકાશેરે. રસિલી ચંદા.

---

## અંક ત્રીજો.

---

## ૧૫-(ઓરચેસ્ટ્રા.)

---

## ૧૬-"આંધરે-બહેરૂં"માંના સીનનો સાર.

ખાન સાહેબ તેહમુરસ નામના એક ઘરડા તવંગર ભેજાં-
ફાટેલ પારસી ગૃહસ્થ પોતાની દીકરી તેહમીનાને પોતાના ઘરડા

વફાદાર કારભારી કહાનજી સાથે જહાંઓરડી હવા ખાવા મોકલે છે, અને તે વખતે કહાનજીને કહે છે કે હવે મારી છોકરી સારે આબરૂદાર ઠેકાણે પરણી જાય એવું માહરૂં ઇચ્છવું છે. જહાંઓરડીમાં જો કેઇ ગૃહસ્થ આદમી માહરી દીકરી પર ધ્યાન આપે તો તુરત મને લખી જણાવજે. જેથી હું તે ગૃહસ્થ વિશે જોઇતી ખબર કહાડી શકું. હવે મી. રૂસ્તમ નામનો જવાન જહાંઓરડીમાં તેહમીના સાથે પ્યારમાં પડે છે અને તેણીના હાથની માગણી કરે છે. તેહમીના રૂસ્તમને કહે છે કે તમે મુંબાઇ જઈને માહરા પિતાની મંજુરયાત મેળવો. રૂસ્તમ એમ કરવા કબુલ થાય છે. તે ઉપરથી કારભારી કહાનજી ગોઠવણ મુજબ એક છુપું કાગળ લખી રૂસ્તમના દેખાવનું વર્ણન આપી ખાન સાહેબ તેહમુરસને ચેતાવે છે કે તમારા ભવિષ્યના જમાઇજી તમને મુંબાઈ અમુક દિવસે મળવા આવશે અને તેઓ મુંબાઇમાં અમુક ઠેકાણે રહે છે.

સીન ઉઘડે છે ત્યારે ઘરડા તેહમુરસ (જેવણનો "ઘરડી ઘોડી અને લાલ લગામ" જેવો હાલ છે) તેઓ હારમોન્યમ ઉપર એક ફરમાસુ ગાયન વજાડવાનાં ફાંફાં મારે છે અને ગીત ગાતાં અને વજાડતાં વજાડતાં તેમને મળવા આવેલા હિંદુ દલાલ બેચરદાસ સાથે રમુજી વાતચીત કરે છે. તેમનો નોકર ભાણીયો પણ રમુજમાં ઉમેરો કરવા હાજર છે. બેચરદાસના જવા પછી ભાણીયો ઉપર કહેલી મતલબનું કારભારી કહાનજીએ લખેલું કાગજ ઘરડા તેહમુરસને લાવી આપે છે. તે કાગજ વાંચી ખાન સાહેબ તેહમુરસ વિચારે છે કે જો છોકરો (તેહમીનાનો ઉમેદવાર રૂસ્તમ) ઠરાવેલા વખતે માહરે ઘેર મળવા આવશે તો સ્યાન શોગતનો થઇ ડહાપણની વાત કરવાના ઢોંગ કરશે, અને તેથી તેની ખરી ચાલચલણ મને માલમ પડશે નહી. પણ જો તેના કરતાં હુંજ એને ખબર આપ્યા વગર એને ઘેર જઇને એનાં લખ્ખણ તપાસું

તો આદમી કેવું છે તે માલમ પડી આવશે. એવો વિચાર કરી તેહમુરસ રૂસ્તમને બંગલે જાય છે, પણ રૂસ્તમને બદલે રૂસ્તમના જોડ ભાઇ લવજી સાથે તેહમુરસની મુલાકાત થાય છે. હવે રૂસ્તમ અને લવજી બંને એક સરખા દેખાવના છે, અને એક સરખાં કપડાં પેહરે છે. કહાનજીએ રૂસ્તમનું લખેલું વર્ણન લવજીને આબેહુબ લાગુ પડતું હોવાથી તહેમુરસ લવજીને રૂસ્તમ સમજી લે છે. લવજી બડો ઉડાઉગીર અને તોફાની હોવાથી ઘરડાને બનાવે છે, અને તેથી તેહમુરસ ઘણો નારાજ થઈ નિર્દોષ રૂસ્તમ માટે ખોટો વિચાર બાંધી ગુસ્સામાં પાછો ફરે છે.

વળી બેચરદાસ લવજીને પોતાના ભાગીયા તરીકે કાંઇ ધંધા સંબંધી તેહમુરસ આગળ લાવે છે. તે ઉપરથી તેહમુરસ પાછો ઉસકેરાય છે.

ત્યાર પછી ઠરાવેલા વખતે ખરો રૂસ્તમ તેહમુરસ આગળ તેહમીનાના હાથની માંગણી કરવા જાય છે ત્યારે પાછી ગેરસમજુતી થાય છે અને તેહમુરસ તેને લવજી સમજી હડધુત કરી કહાડી મુકે છે. તેહમીના આવી ભૂલ ભાગે છે.

---

## ૧૭–સંગીત.

(૧) ડ્યુએટ.

( ખમાચની ઠુમરી. )

રસ સુખકર ઘન શો વરસી રહ્યો !
વરસી રહ્યો વરસાવી રહ્યો ! રસ૦
પ્રેમ ગગન કરો કંઇ આણી.
પુલક પુલક વિકસાવી રહ્યો. રસ૦
મર્મ ઉપર સીંચી રસ જ્યાં ત્યાં,
સુરભિ સુરભિ પ્રકટાવી રહ્યો. રસ૦
ઊર્મિમાળ ધારા મહીં ઘેરી,
સરિત સરિત ઉછળાવી રહ્યો. રસ૦

ભિંજવી કેસર પાંખડી તંતુ,
કુસુમ કુસુમ નિતરાવી રહ્યો. રસ૦
(૨) સોલો.

---

## ૧૮–'રાઇનો પર્વત'માંના સીનનો સાર.

કનકપુરના મહુંમ રાજાનો છોકરો જગદીપ માળીને વેષે રાઇ નામ ધારણુ કરી કનકપુર આવેલો છે, તેના બાપને મારી નાખી પર્વતરાય ગાદીએ બેઠેલો હતો. પર્વતરાય ઘડપણમાં લીલાવતી નામે જુવાન રાણી પરણ્યો હતો. પર્વતરાયનું અકસ્માત મોત થયેલું પણ તે વાત છાની રાખવામાં આવી હતી અને તે જુવાન થવાની દવા છ મહિના સુધી કરવા સારૂ રુદ્રનાથ મહાદેવમાં ભોંયરામાં ઉતરેલો છે એવી વાત ચલાવવામાં આવી હતી. છ મહિના પછી રાઇ પર્વતરાયનું નામ ધારણ કરી ગાદીએ બેસવાનો હતો. આ છ મહિના દરમ્યાન રાઇ નગરચર્યા જોવા સારૂ ઉપમંત્રી દુર્ગેશ સાથે રાત્રે શેરડીનો રસ વેચનારને વેશે નિકળેલો છે. દુર્ગેશ સાથે તેની સ્ત્રી કમળા છોકરાનો વેશ લઇ આવે છે. છોકરો કોણ છે તે રાઇ જાણતો નથી. દુર્ગેશ રાઇ કોણ છે તે જાણતો નથી પણ બન્નેને મિત્રતા થઇ છે. રસ્તામાં બાવો મળે છે તેની સાથે વાત થાય છે. તે પછી દર્પણ સંપ્રદાય નામના વિચિત્રપંથના માણસો મળે છે તેમની સાથે વાત થાય છે. ત્યાર પછી રાઈ, દુર્ગેશ અને છોકરો લોકોના ઘર આગળ જઇ શેરડીનો રસ વેચે છે. ત્યાં જુવાની મેળવવાના પર્વતરાયના પ્રયત્ન વિશે વાતો થાય છે. વાતો કરતાં લોકો સાથે છોકરાને તકરાર થાય છે અને મારામારી મહા મહેનતે અટકે છે. પછી રાઇને ખબર પડે છે કે છોકરો તે કમળા છે.

## 'રાઇનો પર્વત'ના સીનનાં ગીત.

( ૧ )

પ્રયોગ પૂરો કરી નાટય અંતે, સ્વરૂપ સાચું નટ પાછું ધારે,
શું જન્મથી મૃત્યુ સુધી જ મારે, નવા નવા વેશ સદૈવ લેવા.

( ૨ )

ઘરમાં અને બહાર, ઉંઘતાં અને જાગતાં,
ખાતાં પીતાં ને ચાલતાં, સેવક તે સેવક છે.
કદી તે ભંડારી થાય, કદી થાય નાણાવટી,
કદી લડવૈયો થાય, વેષ એવા અનેક લે.
કચરાનો વાળનાર, રાજગાદી બેસનાર,
બંને એવી નિરંતર, સ્વામી કેરી સેવા કરે.
સ્વામીને માટે શ્વાસ લે, સ્વામીને માટે વેષ લે,
સેવા માંહે વિશ્રાન્તિની, ક્ષણ તેને ક્યાંથી મળે.

( ૩ )

મુખ દેખ દર્પણે નિત્ય ઉઠતાં વ્હાણે,
મુખ દેખ દર્પણે નિત્ય બેસતાં ભાણે.
મુખ દેખ દર્પણે નિત્ય ચાલતાં વાટે,
મુખ દેખ દર્પણે નિત્ય તોળતાં હાટે.
મુખ દેખ દર્પણે નિત્ય બોલતાં વાણી,
મુખ દેખ દર્પણે નિત્ય સુણતાં કહાણી.
નિજ રૂપ દર્પણે દેખી કાર્ય સહુ કરજે,
લઇ ઝાંખી આપની પ્હેલી અન્ય ભણી વળજે.

( ૪ )

રસ પાન કરો નવ ઢીલ કરો, રસ પાત્ર લઈ ઝટ હોઠ ધરો.
રસ છે મધુરો, પણ, કોણ કળે ?—કડવો બનશે કદી કાળ બળે ?

( ૫ )

ઉતરે રસનો ઘુંટડો, ઉઘડે અક્કલ તર્ત;
હૈયું હાલે હર્ષમાં, નાસે દીલનાં દર્દ.

## ૧૯—ગીત.

### વીરની વિદાય.

મ્હારા કેસરભીના કન્થ હો ! સિધાવોજી રણવાટ,
આભ ધ્રુજે ધરણી ધમધમે રાજ ! ઘેરા ઘોરે શંખનાદ;
દુંદુભિ બોલે મહારાજના, હો ! સામન્તના જયવાદ.
મ્હારા કેસર૦

નાથ ! ચ્હડો રણ ઘોડલેરે, હું ઘેર રહી ગૂંથીશ
બખ્તર વજ્રની સાંકળી, હો ! ભર રણમાં પાઠવીશ.
મ્હારા કેસર૦

સંગ લેશો તો સાજ સજું હો, ! માથે ધરૂં રણમોડ,
ખડ્ગને માંડવ ખેલવાં, મ્હારે રણલીલાના કોડ.
મ્હારા કેસર૦

એક વાટ રણવાસનીરે, બીજી સિંહાસન વાટ,
ત્રીજી વાટ શોણિતની સરિતે, હો શૂરના સ્નાનનો ઘાટ.
મ્હારા કેસર૦

રાજમુગટ ! રણરાજવી ! હો ! રણઘેલા ! રણધીર !
અધીરો ઘોડો થનગને, નાથ ! વાધો રણે મહાવીર !
મ્હારા કેસર૦

---

## ૨૦—ગરબી.

ગુણવંતી ગુજરાત હમારી ગુણવંતી ગુજરાત;
હાંરે નમીએ નમીએ માત હમારી ગુણવંતી ગુજરાત.
મોંઘેરા તુજ મણિમંડપમાં ઝૂકી રહ્યાં હમ શિશ,
માત મીઠી તુજ ચરણ પડીને માગીએ શુભ આશિષ,
હમારી ગુણવંતી ગુજરાત.
મીઠી મનોહર વાડી આ ત્હારી નંદનવન શી અમોલ,
રસફુલડાં વીણતાં વીણતાં ત્યાં કરીએ નિત્ય કલ્લોલ,
હમારી ગુણવંતી ગુજરાત.

સંત મહંત અનંત વીરોની વ્હાલી અમારી માત,
જયજય કરવા ત્હારી જગતમાં કરીએ અર્પણ જાત,
હમારી ગુણવંતી ગુજરાત.
હિન્દુ મુસલમીન પારસી સર્વે માત હમે તુજ બાળ,
અંગઉમંગ ભરી નવરંગે કરીએ સેવા સહુ કાળ,
હમારી ગુણવંતી ગુજરાત.
ઉર પ્રભાત સમાં અજવાળી ટાળી દે અંધાર.
એક સ્વરે સહુ ગગન ગજવતો કરીએ જયજયકાર.
હમારી ગુણવંતી ગુજરાત.

---

## ૨૧–રાજ્યગીત.

મળી સર્વે ભારત સંતાન, એક તાન મન પ્રાણ,
ગાઓ રાજેન્દ્રનાં યશોગાન;
રાજા જ્યૉર્જ સુયશ બહુ પામો,
હિતકારક જેનાં સહુ કામો;
રાજપ્રેમ સર્વે સ્થળે, વ્યાપી રહો ધર્મ બળે,
દેશદેશે બ્રિટીશ જ્યાં ધામો.

કોરસ.
થાઓ રાજેન્દ્રનો જય,
જય રાજેન્દ્રનો જય;
ગાઓ રાજેન્દ્રનો જય,
વિજય, વિજય;
ગાઓ રાજેન્દ્રનો જય.

હૃદયેથી સહુ ચહે, મહારાજ સુખી રહે,
રાજા રાણી અને યુવરાજ;
આશીર્વાદ પ્રેમભર્યો, દીયો સહુ દેશી જનો,
ચિરંજીવ ચિરંજીવ બોલો.

કોરસ.